(આ કિતાબનો અદબ કરવો.)

# સિલ્ સિલ એ ઉરચ્ઝીયા.

## ઇસલામી પહેલી કીતાબ



પ્રગટ કરનાર,

સૈયદ બુરહાનુદ્દીન અબ્દુલ્લા મિયાં કુરૈશી.



ધી "જયન્તિ" પ્રિન્ટિંગ પ્રેસ–દિલ્લીદરવાજે ચકલામાં–અમદાવાદ.

સને ૧૯૦૭.

આવૃત્તિ ૧ લી          પ્રત. ૨૦૦૦



કિમ્મત ૦—૨—૦ ( બે આના )

(આ કિતાબનો અદબ કરવો.)

# સિલ્ સિલ એ ઉરયઝીયા.

---

## ઇસલામી પહેલી કીતાબ




પ્રગટ કરનાર,

સૈયદ બુરહાનુદીન અબદુલ્લા મિયાં કુરૈશી.





શ્રી "જયન્તિ" પ્રિન્ટિંગ પ્રેસ–દિલ્લીદરવાજે ચકલામાં–અમદાવાદ.

---

સને ૧૯૦૭.

આવૃતિ ૧ લી          પ્રત. ૨૦૦૦


---



---

કિંમત ૦—૨—૦ ( બે આના )

૭૮૬

# પ્રસ્તાવના.

ગુજરાત અને કાઠીઆવાડના મારા પ્રવાસ દરમ્યાન મારા જોવામાં આવ્યું છે કે મુસલમાનો સામાન્ય રીતે કેળવણીમાં પછાત છે, પણ વિશેશ કરીને ધર્મની કેળવણી તો તેમને મળી શકતીજ નથી. તેથી એ કે નામદાર સરકારના વરસોના પ્રયાસને પરિણામે હમણા હમણા ગુજરાતી કેળવણી લેવા લાગ્યા છે તો પણ ઈસલામી બાબતોમાં તો તદનજ અજાણ છે. શેહેરો અને કસ્બાઓથી દૂર આવેલા ગામડાઓના રહેવાસીઓમાં દીની માહિતી એટલી ઓછી જોવામાં આવે છે કે તેથી અતિશય ખેદ થયા વગર રહેતો નથી. દીન સંબંધી અજ્ઞાનતાને લીધે લોકોથી એવાં કામો થઈ જાય છે કે તે ઈસલામ ધર્મના ફરમાનોથી તદનજ ઉલટા હોય છે. જ્યાં એવું હોય ત્યાં અલ્લાહ તઆલાનો વાજબી ગુસ્સો ઉતર્યા વગર રહે નહીં, અને કેટલાંક વરસોથી તેમ થવા પણ લાગ્યું છે. લાગ લાગટ દુકાળો, પ્રતિ વર્ષે પ્લેગ જેવા જીવલેણ અને ઘરોનાં ઘર એકે સપાટે બેસાડી દે એવા રોગોના ગામેગામ ફેલાવાથી કોણ અજાણ્યું છે? એ બલાથી મોકળા રાખવાની માયાળુ સરકારની બધી કોશેશો વ્યર્થ ગઈ છે તે સર્વે કોઈ જાણે છે. મારા ધારવા પ્રમાણે એવા ખુદાઈ કોપોની શાન્તિ માટે કોઈ ઉપાય નથી પણ એજ કે ખુદા અને તેના પાક રસૂલ સલ્લલ્લાહો અલયહે વ આલિહી વ અસ્હાબિહી વ સલ્લમના પાક ફરમાનોથી પૂરી માહિતી મેળવી તે ઉપર અમલ કરવાનું વગર ઢીલે ચાલુ કરી દેવું જોઈએ. એવું થવાથી ખુદાએ તઆલા તેના પ્યારા હબીબની ગરીબડી ઉમ્મત ઉપર રહમ કરશે, અને જરૂર કરશે. એવું મારૂં માનવું હોવાથી સેહેલામાં સેહેલો રસ્તો મને એ લાગ્યો કે મારા ઈસલામી ભાઈઓ જેઓમાંના મોટા ભાગની સ્વભાષા ગુજરાતી છે અને જેઓમાંના ઘણાઓ એવી સ્થિતિમાં નથી કે ઉર્દુ ભાષા અને અરબી લિપિ જેમાં આપણા પાક દીનની કિતાબો લખાયલી છે તે જલદીથી હાસલ કરી શકે. તેમની જાણને માટે દેશની ચાલતી ભાષામાંજ દીનના સાર અને રોજ ઉપયોગમાં આવે તેવા નિબંધો

લખીને બહાર પાડું અને નમાજ઼ રોજ઼ા વગેરે અરકાનો જેને માટે ખુદા અને રસૂલે પાક (સ) ની સખત તાકીદ આવેલી છે તેમની પૂરેપૂરી માહિતી મારી અલ્પ શક્તિ અનુસાર આપી મુસલમાન તરીકેની મારી ફર્ઝ઼ અદા કરૂં.

એવા વિચારથી આ લઘુ પુસ્તક મારા દીની ભાઇઓની સેવામાં એક આખા સિલ સિલાના પ્રથમ ભાગ તરીકે રજુ કરૂંછું અને આશા રાખુંછું કે તેમાં જણાવેલા ખુદા રસૂલના હુકમો ઉપર આસ્થા પુર્વક અમલ કરી પોતાને માટે નજાતનો રસ્તો ખુલ્લો કરશે અને મારે માટે પણ દુઆએ ખેર માગશે, આમીન.

આ લઘુ પુસ્તકમાં આપણી પાક શરીઅતમાં બતાવેલી રોજ કામમાં આવે તેવી જરૂરી બાબતોનું બ્યાન સરળ ગુજરાતી ભાષામાં કરવામાં આવ્યું છે. બીજા વધારે મોટા અને વિગતવાર મસલાઓ હવે પછીથી બહાર પાડવામાં આવનાર સિલસિલએ ઉરૈઝીયાના ચઢતા ભાગોમાં ઈનશા અલ્લાહ લખવામાં આવશે. હાલતો નમાજ એકદમ જારી કરી દેવા સારૂ જરૂર જોગી બાબતોજ વર્ણવામાં આવી છે.

આગલા વિદ્વાનોએ નક્કી કરી દીધું છે કે નમાજ અરબી ભાષા કે જેમાં આપણું પાક કુરાન શરીફ઼ ઉતરેલું છે તેમાંજ પઢવી જોઇએ. તેથી નમાજ઼ને જરૂર જોગી બાબત ફ઼કત ગુજરાતી ભણનારને સેહેલી પડે તે માટે અરબી ઈબારત ગુજરાતી અક્ષરોમાં બહુ સંભાળથી લખવામાં આવી છે. અને તેનો ગુજરાતી તરજુમો સૌને સમજવા સારૂ સાથેજ આપી દીધેલો છે. તો પણ વાંચનારે એમ ન સમજવું કે અરબી અક્ષરોમાં પઢતાં શીખવાની કોશેશ નજ કરવી. અરબી ભાષામાં કેટલાક અક્ષરો છે તેનો ખરો ઉચ્ચાર બતાવી શકાય તેવા અક્ષરો ગુજરાતી મૂળાક્ષરોમાં નથી. તેથી મીંડાં મૂકી વધારે સ્પષ્ટ કરવા પ્રયત્ન કર્યો છે; તો પણ કોઇ અરબી પઢી શકે તેવા માણસ પાસે તે વંચાવી ખરા ઉચ્ચારો શીખી લેવા મારી મજબૂત ભલામણ છે. અરબી શીખવાનો પ્રસંગ આવે ત્યાં સુધી જે કામો મુસલમાન સ્ત્રી પુરૂષો ઉપર ફ઼ર્ઝ઼ કરવામાં આવ્યાં છે તે મુલતવી રહેવાથી તેઓ ગુનેગાર ન થાય તે માટેજ મેં ગુજરાતી લિપિમાં લખવાનો પ્રયત્ન કર્યો છે.

આ પુસ્તક મોટું ન થઇ જાય તે માટે એમાં ચાલુ બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. વળી કુરાન શરીફ઼ના ૩૦ મા પારાની જે સુરાઓ સાધારણ રીતે નમાજ઼માં ઉપયોગમાં આવે છે તે પણ કદ વધી જવાની

બીકથી આમાં લખી નથી. તેને જુદા પુસ્તકમાંજ લખવામાં આવશે. અને તે જલદીથી સિલ સિલએ ઉરેઝીઆના બીજા ભાગ તરીકે બહાર પડશે.

આ બે ભાગનો સમજીને સારી પેઠે અભ્યાસ કરી લેવાથી નમાઝ઼ જે મુસલમાનની ખાસ નિશાની છે અને જેને માટે ખ઼ુદા તઆલા ક઼ુરાન શરીફ઼માં જગ્યાએ જગ્યાએ સખત તાકીદ કરે છે તે ચાલુ કરી દેવાને અડચણ પડશે નહીં.

આ ભાગથી ઉપલા ભાગોમાં મુસલમાનને આખી જીદગીના કારોબારમાં શરીઅત પ્રમાણે વર્ત્તવાની બધી જરૂરીયાતોની સંપૂર્ણ માહિતી આપવાની કોશેશ કરવામાં આવશે.

---

## આ સિલ સિલામાં અરબી અક્ષરોને ગુજરાતી લિપિમાં લખ્યા છે તેની સમજણ.

| | | | |
|---|---|---|---|
| અલેફ઼—અ | રે—ર | ઐ઼ન—અ઼ | હે—હ |
| બે—બ | ઝ઼ે—ઝ઼ | ગ઼ૈન—ગ઼ | હમ્ઝા—અ |
| તે—ત | સીન—સ | ફ઼ે—ફ઼ | યે—ય |
| સ઼ે—સ઼ | શીન—શ | કા઼ફ઼—ક઼ | |
| જીમ—જ | સ઼ાદ—સ઼ | કાફ઼—ક | |
| હ઼ે—હ઼ | { દાદ—દ઼ } | લામ—લ | |
| ખ઼ે—ખ઼ | { ઝ઼ોદ—ઝ } | મીમ—મ | |
| દાલ—દ | તો઼ય—ત઼ | નૂન—ન | |
| ઝાલ—ઝ઼ | ઝ઼ોય—ઝ઼ | વાવ—વ | |

(—) આવી રીતે નીચે નિશાન હોય તે અક્ષરનો અરધો ઉચ્ચાર કરવો. જે અક્ષરોની નિચે આ નિશાની ન હોય તેનો ઉચ્ચાર આખો કરવો એટલે જરા લંબાવવો.

દીલ્લી દરવાજા
અમદાવાદ
તા. ૪ થી માર્ચ ૧૯૦૭ } સૈયદ બુરહાનુદ્દીન અબ્દુલ્લામિયાં
ઉરેઝી

# સાંકળીયું.





બિસ્મિલ્લાહિર્ રહ્‌માન નિર્ રહીમ.

# ઇસ્લામ

મુસલમાન કહેવડાવવાને અને ખરેખર થવાને નિચે પ્રમાણે દરેક લાયક ઉમરના પુરૂષ તથા સ્ત્રીએ જીભે બોલવું અને ખરા દિલથી માનવું જોઇએ:—

**"લા ઇલાહા ઇલ્લલ્લાહો મુહંમદુર્ રસૂલુલ્લાહ"**

**અર્થ**—અલ્લાહ સિવાય બીજો કોઈ ઈબાદતને લાયક નથી **અને** હઝ્રત મોહંમદ (એમના ઉપર અને એમની આલ ઉપર અલ્લાહની રેહેમત હોજો) તેના મોકલેલા પેગંબર છે.

ઉપલી બાબત ખુદાની ખુશી મેળવવા સારૂ અને કોઈ પણ સ્વાર્થને માટે નહીં એવી રીતે ખરા અંતઃકરણથી માનનારજ મુસલમાન હોઈ શકે. એવું માનનારને જરૂરનું છે કે ખુદા તથા રસૂલ, એટલે પેગંબરના હુકમોને માન આપે અને તે પ્રમાણે વર્ત્તે અને તેમનાથી વિરૂદ્ધ વર્ત્તન કોઈ પણ કાળે ન કરે.

આ સિવાય દરેક મુસલમાન લાયક ઉમરના મરદ અને સ્ત્રી ઉપર ફરૂઝ છે કે

૧. રાત દિવસમાં મળીને પાંચ વખતની નમાઝ પઢે. આ નમાઝ બાબત એટલી તાકીદ છે કે મંદવાડમાં પણ તેને છોડવી નહીં.

૨. વરસમાં એક મહીનો રમ્ઝાન માસમાં રોજા રાખે.

માલદાર એટલે સારી હાલતના મુસલમાનને માટે નિચે જણાવેલી બે બાબતો વધારે કરવાની છે:—

(૩) વરસમાં એક વખત માલના પ્રમાણમાં "ઝકાત" આપવી.

(૪) જીંદગીમાં એક વખત મક્કે શરીફ જઈ કાબા શરીફની હજ કરવી.

ઉપલી ચાર બાબતો અને કલમો શરીફ મળીને પાંચ બાબતોને પાંચ "**અરકાને ઇસ્લામ**" કહે છે. તે દરેક મુસલમાન મરદ અને ઓરતે યાદ રાખવા અને તે ઉપર અમલ કરવો. આમાં સુસ્તી કરનાર ગુનેગાર થાય છે. આ **અરકાનો**ની વિગત નિચે પ્રમાણે છે.

## ૧. પાક કલેમો અને ઈમાન.

(અ) ઉપર કલેમો બયાન કર્યો છે, તે દરેક મરદ અને ઓરતે જીંદગીમાં ઓછામાં ઓછો એક વખત ખરા દિલથી પઢવો. વધારે પઢાય તેમ સારૂં. વળી પાંચે કલેમા ખુદા તાલાની તારીફના છે તે પણ જેમ વધારે પઢાય તેમ સારૂં. આ નિચે મુજબ છે.

( ૧ ) **અવ્વલ કલેમા તૈયબ—લાઈલાહ ઇલ્લલ્લાહો મો-**
( માયના ) પેહેલો કલમો પાકીનો—કોઈ ઇબાદતને લાયક નથી ખુદા સિવાય
**હંમદુર્ રસૂલુલ્લાહ.**
( માયના ) અને હઝરત મોહંમદ ખુદાના મોકલેલા પેગંમ્બર છે.

( ૨ ) **દોયમ્ કલેમા શહાદત્—અશહદો અલ્ લાઇલાહા**
( માયના ) બીજો કલમો શાહેદીનો—હું શાહેદી આપુંછું કે ખુદા સિ-
**ઇલ્લલ્લાહો વહદહૂ લાશરીકલહુ વઅશહદો અન્ન**
( માયના ) વાય બીજો કોઈ ઇબાદતને લાયક નથી, તે એક છે અને
**મોહંમદન્ અબ્દુહુ વરસૂલુહૂ.**
( માયના ) તેનો ભાગીઓ નથી અને હું શાહેદી આપુંછું કે નક્કી મો-
( માયના ) હંમદ તેના બંદા છે અને તેના રસૂલ છે.

( ૩ ) **સુવ્વુમ કલેમા તમ્જીદ—સુબ્હાનલ્લાહે વલ્હમ્દોલિ-**
( માયના ) ત્રીજો કલમો મોટાઇનો—પાક છે અલ્લાહ અને બધી તારીફ
**લ્લાહે વલાઇલાહા ઇલ્લલ્લાહો વલ્લાહો અકબર**
( માયના ) અલ્લાહને માટે છે. અને ખુદા સિવાય કોઈ ઇબાદતને લાયક
**વલાહોલવલા કુવ્વત ઇલ્લાબિલ્લાહિલ્ અલીયિલ**
( માયના ) નથી અને અલ્લાહ બહુ મોટા છે. અને તાકાત અને કુવ્વત
**અઝીમ.**
( માયના ) મોટા અને બલંદ ખુદાની મેહેરબાની સિવાય નથી.

(૪) **ચહારૂમ્ કલેમા તૌહીદ—લાઇલાહા ઇલ્લલ્લાહો**
(માયના) ચોથો કલમો એકપણાનો—ખુદા સિવાય બીજો કોઇ
**વહ્દહૂ લા શરીકલહૂ લહુલ્મુલ્કો વ લહુલ્ હમ્દો યુહ્યી**
(માયના) ઇબાદતને લાયક નથી તે એક છે અને તેનો કોઈ ભાગીઓ
**વ યુમીતો બિયદિહિલ્ખયરો વ હુવ અલા કુલ્લે**
(માયના) નથી અને તેને કોઈ મુલક નથી અને બધી તારીફ
**શયન્ ઇન કદીર**
(માયના) (તેનેજ માટે છે) અને જીવાડવું તથા મારવું તથા સારૂં અને નઠારૂં તેનાજ હાથમાં છે અને તે દરેક ચીજ ઉપર અધિકાર ધરાવે છે.

(૨) **પન્જુમ કલેમા રદ્દકુફ્ર—અલ્લા હુમ્મ ઇન્ની**
(માયના) પાંચમો કલમો બેઇમાનીનો રદીયો—યા અલ્લાહ બેશક હું
**અઊજો બિક મિન્ અન્ ઉશરિક બિક શય અ'વ્**
આશરો માગુંછું તારો બેઇમાની અને તારી સાથે કોઇપણ
**વ અના અઅ્લમો બિહી વસ્તગ્ફિરૂક લમા લા**
(માયના) બાબતમાં ભાગીઓ માનવાથી અને મારી ચાહુંછું તારાથી
**અઅ્લમો બિહી તુબ્તો અન્હો વ તબર્રઅતો મિનલ્**
(માયના) અને જેને હું નથી જાણતો તેનાથી મેં તોબા કરી
કુફ્રે **વશ્શિર્કે વલ્મઆસી કુલ્લેહા અસ્લમ્તો વ આમ-**
(માયના) અને બેઇમાની અને શિર્ક અને ગુનાહોથી હું પાછો ફર્યો.
**ન્તો વ અકૂલો લા ઈલાહા ઇલ્લલ્લાહો મોહમ્મદુર**
(માયના) હું ઇસલામ અને ઇમાન લાવ્યો અને હું કહુંછું કે અલ્લાહ
**રસૂલુલ્લાહ.**
(માયના) સિવાય બીજો કોઈ ઇબાદતને લાયક નથી અને મોહમ્મદ રસુલ ખુદાના છે.

(બ) **ઇમાનના** બે પ્રકાર છે. (૧) **ઇમાને મુજ્મલ્** અને (૨) **ઇમાને મુફસ્સલ્**

**૧. ઇમાને મુજ્મલ્—આમન્તો બિલ્લાહે કમા હુવ બિ**
(માયના) ઈમાન વગર વિગતનો—ઈમાન લાવ્યો હું ખુદાપર તેનાં નામો

**અસ્માઈહી વ સિફ઼ાતિહી વ કૃબિલ્તો જમીઅ્ અહ્‌કામિહી**

(માયના) અને ગુણો સાથે. અને તેના તમામ હુકમોને મેં કબુલ કર્યા.

**૨. ઇમાને મુફ઼સ્સલ્—આમન્તો બિલ્લાહે વ મલાયેકતિહી**

(માયના) ઇમાન વિગતો સાથનો—હું ઇમાન લાવ્યો ખુદાપર તેના ફિરિ

**વકુતુબિહી વરૂસુલિહી વલ્‌યવ્‌મિલ્ આખિરે વલ્‌કદ્રે**

(માયના) શ્તાપર અને તેણે મોકલેલી કિતાબોપર અને તેના રસૂલોપર

**ખ્યૂરિહી વશર્રિહી મિનલ્લાહે તઆલા વલ્ બ**

(માયના) અને આખિરતના દિવસ ઉપર અને નેકી તથા બદી ખુદા-

**અ્સે બ અ્દલ્ મવ્‌ત્.**

(માયના) તઆલાના અધિકારમાં છે તે ઉપર તથા મુઆ પછી બધા પાછા ઉઠશે તે ઉપર.

ઉપર લખેલા **કલેમા** તથા **ઇમાન** મોઢે કરી લેવા અને વુઝૂ કરી પાક લૂગડાં સાથે વખતો વખત ખરા અકીદાથી પઢવા.

**કુરાન શરીફ઼** પણ વખતો વખત પઢતા રહેવું. તેથી મનની સફાઈ થાય છે અને આનંદ રહે છે.

## ૨ નમાઝ઼

નમાઝ઼ પઢવા પેહેલાં શરીર તથા લૂગડાં પાક કરી લેવાં જોઇએ. પાકી વગર નમાઝ઼ પઢવાથી માણસ ગુનેગાર થાય છે.

શરીર પાક કરવાની બે રીતો છે, વુઝૂ અને ગુસ્લ એટલે નહાવું. નમાઝ઼ની તરકીબનું બયાન કરવા પેહેલાં શરીરની તથા કપડાની પાકીનું બયાન કરવાની જરૂર છે. તેથી પેહેલાં આપણે વુઝૂનું બયાન કરીશું.

## વુઝૂ કરવાની રીત.

જ્યારે વુઝૂ કરવા બેસો ત્યારે મ્હોં કિ઼બ્લાહની તરફ઼ કરો. પેહેલાં "બિસ્મિલાહ" બોલીને જમણો હાથ પેહેલાં અને પછી ડાબો હાથ પોહોંચા સુધી ત્રણ વખત ધુવો. ત્યાર બાદ જમણા હાથે ત્રણવાર પાણી મોંમા લઇને કોગળા કરવા. અને ત્રણ વખત જમણા હાથે નાકમાં પાણી લઇને

ડાબા હાથે નાકને આંગળી વતી સાફ કરવું. અને ત્રણ વખત આખો ચેહેરો ખૂબ ધોવો. કપાળથી લઇને બન્ને કાન સુધી અને દાઢીની નિચે સુધીના ભાગને ધોવો. દાઢી થોડી હોય તો વાળની નિચેના ભાગને પણ ધોવો. જો દાઢી બહુ હોય તો વાળને ખૂબ પલાળવા એવી રીતે કે કોઈ ભાગ કોરો ન રહે. ત્યાર પછી ત્રણ ત્રણ વાર હાથ કોણીઓ સુદ્ધાં ધોવા. એમાં પણ પેહેલાં જમણો અને પછી ડાબો હાથ ધોવો. પછી નવું પાણી લઇને માથું, કાન અને ગરદનનો "મસ્હ" કરવો. "મસ્હ" ની રીત આ પ્રમાણે છે. બન્ને હાથને પાણી વડે પલાળીને બન્ને હાથની વચલી અને નીચેની બે આંગળીઓ એ રીતે દરેક હાથની ત્રણ ત્રણ આંગળીઓના છેડા મેળવીને તે માથા ઉપર આગળથી ઉપર ઘસીને લેવા. પછી બન્ને હાથ જુદા પાડીને અંગુઠા પાસેની આંગળી જેને તર્જની કહે છે તેને કાનની અંદર ફેરવવી અને અંગુઠાને કાનની પછાડી ફેરવવો એ કાનનો "મસ્હ" થયો અને બન્ને હાથની પીઠ ગરદનની બન્ને બાજુએ ઘસવી એટલે તે ગરદનનો "મસ્હ" થયો. આ પ્રમાણે બરાબર સમજીને માથું, બન્ને કાન અને ગરદનનો "મસ્હ" કરવો અને તે માત્ર એકજ વખત કરવો. ત્યાર બાદ છેવટે પેહેલાં જમણો અને પછી ડાબો પગ ઘુંટી એટલે ટખ્ના સુધી ત્રણ ત્રણ વાર ધોવો.

## તયમ્મુમ.

જો પાણી ન મળી શકે તેમ હોય અથવા પાણી લગાડવાથી શરીરને નુકસાન થવાની ધાસ્તી હોય તો નિચે પ્રમાણે "તયમ્મુમ" કરવું. અને તે વુઝૂ કર્યા બરાબરજ ગણાશે.

પેહેલાં પાક કોરી માટીપર અથવા એવી માટી જેમાં હોય તેવા કપડાપર બન્ને હાથની હથેલીઓ મારીને એક વખત આખા ચેહેરા ઉપર ફેરવવી. પછી બીજી વખત તે માટી અથવા કપડા ઉપર હાથ મારીને બન્ને હાથ ઉપર કોણી સુધી ઘસવા. કેટલાકનું કહેવું એમ છે કે બીજી વખત માટીપર હાથ મારવાની જરૂર નથી. બન્ને રીતે ઠીક છે. પણ બીજી વખત ફરીને હાથ મારવા ઠીક છે.

## ગુસ્લની તરકીબ.

પેહેલાં ઇસ્તિંજા કરીને વુઝુ કરવો. પછી શરીર ઉપર જે નાપાકી ચોંટેલી હોય તે ધોઈ નાંખવી. ત્યાર બાદ વાળ પલાળીને ત્રણ ખોબા પાણી માથાપર રેડવું અને આખા શરીરપર ત્રણ વખત પાણી રેડવું. તે એવી રીતે કે શરીરનો કોઈ પણ ભાગ ભીંજાયા વગર રહી ન જાય. નહાવામાં પાણી-ને જરૂર કરતાં વધારે વાપરવું મના છે. ખુલ્લી જગામાં નહીં નહાતાં આડ કરીને નહાવું. આખું શરીર ધોવું જોઇએ. એવું ન થવું જોઇએ કે શરી-રનો કોઇ પણ ભાગ અથવા કોઈ પણ વાળ કોરો રહી જાય. જો તેમ થશે તો પાકી પુરેપુરી થશે નહીં.

**ગુસ્લની નીયત—નવય્તો અન્ અગ્‌ત સિલ્ મિન્**

હું નિયત કરૂંછું એ કે હું ગુસ્લ કરૂં નાપાકીથી

**ગુસ્લિલ્ જનાબતે લિ રફૂઇલ હદસ.**

નાપાકી દૂર થવા સારૂ

આ નિયત ગુસ્લ કરતી વખતે પઢવી.

## નમાજની અજાન.

નમાજના ભાગોનાં નામ અને તેમાં વપરાતા શબ્દોની સમજુતી નિચે પ્રમાણે છે.

(૧) **અજાન—અલ્લાહો અક્બર, અલ્લાહો અક્બર, અલ્લાહો**
બાંગ—મોટો ખુદા, મોટો ખુદા, મોટો ખુદા, મોટો ખુદા,
અક્બર, **અલ્લાહો અક્બર, અશ્હદો અલ્**
હું [illegible] કે ખુદા સિવાય કોઇ અલ્લાહ નથી,
[illegible], **અશ્હદો અલ્ લા**
હું શાહેદી આપુંછું કે ખુદા સિવાય કોઇ અલ્લાહ નથી,
**ઇલાહા ઇલ્લ લ્લાહો, અશ્હદો અન્ન મોહમ્મદર્**
હું શાહેદી આપુંછું કે ખુદા સિવાય કોઇ અલ્લાહ નથી,
**રસૂલુલ્લાહ, અશ્હદો અન્ન મોહમ્મદર્ રસૂ-**
હું શાહેદી આપુંછું કે ખરેખાત મોહમદ તેના રસૂલ

**રસુલલ્લાહ હય્ય અલસ્સલાત્, હય્ય અલસ્સ-**
છે, હું શાહેદી આપુંછું કે ખરેખાત મોહંમદ તેના
**લાત્, હય્ય અલલ્ ફલાહ, હય્ય અલલ્ ફલાહ,**
રસૂલ છે. નમાઝ ઉપર આવ, નમાઝ ઉપર આવ,
**અલ્લાહો અકબર, અલ્લાહો અકબર લાઇ-**
છૂટકારા ઉપર આવ, છૂટકારા ઉપર આવ, અલ્લાહ
**લાહા ઇલ્લલ્લાહ.**
મોટો, અલ્લાહ મોટો.

સવારની નમાઝની અઝાનમાં "**હય્ય અલલ્ ફલાહ**" પછી "**અસ્સલાતો ખૈરૂમ્ મિન નૌમ**" (અર્થ—નમાઝ ઉંઘ કરતાં વધારે સારી છે) એમ બે વખત કહેવું.

જ્યારે અઝાન સાંભળો ત્યારે કામકાજ રમત ગમત એકદમ મૂકી દો અને ધ્યાનથી સાંભળો અને અઝાન કહેનાર જે શબ્દ બોલે તે તમે પણ ધીમે ધીમે મનમાં બોલતા જાઓ. પણ જ્યારે '**હય્ય અલસ્સલાત**" અને "**હય્ય અલલ્ ફલાહ**" બોલવામાં આવે ત્યારે તમારે કહેવું કે "**લા હવ્લ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહ**" (અર્થ—તાકાત અને કુવત અલ્લાહની મેહેરબાની વગર નથી).અઝાન પૂરી થયા પછી આ દુઆ પઢવી. **દુઆ—અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ્ દ અવતિ તામ્મતે વસ્સલાતિલ્ કાએમતે આતે મોહમ્મદ નિલ્ વસીલત વલ્ ફઝીલત વબઅસ્હો મકામમ્ મહમૂદ: નિલ્લઝી વઅત્તહુ** (અર્થ—ઓ અલ્લાહ સાહેબ, આ સંપૂર્ણ પોકાર અને કાયમ નમાઝના ધણી, આપ તું મોહંમદને અમારા વસીલા અને અમારી વડાઇના કારણ તરીકે અને ઉઠાવ તેમને ઉમદા જગામાં જેનો તેં તેમને વાયદો કર્યો છે.

## નમાઝના ભાગ.

( ૧ ) **ઇકામત**—નમાઝને માટે ઉભા રહેવાને કહે છે. એવી રીતે ઉભા રહેતાં પગના પંજા સીધા મુકવા અને બન્નેની વચ્ચે ચાર આંગળ જેટલો તફાવત રાખવો. આંખો નમેલી

રાખવી અને આમ તેમ જોવું નહીં. હાથ પેટપર ડાબાપર જમણો એવી રીતે વાળીને રાખવા.

( ૨ ) **રૂકૂઅ**—નમાજમાં બરોબર વાંકા વળવું તેને કહે છે.

( ૩ ) **કૌમા**—રૂકૂઅમાંથી સીધા ઉભા થવાને કહે છે.

( ૪ ) **સિજદા**—જમીન ઉપર એવી રીતે નમવાને કહે છે કે બન્ને પગના પંજા જમીન ઉપર અડી રહે અને ઘુંટણો જમીન સાથે ટેકવીને બન્ને હાથના પંજા પણ ટેકવવા. તે બે પંજાની વચ્ચે માથું એવી રીતે મુકવું કે પેહેલાં નાકની દાંડી અને પછી કપાળ જમીનને અડે. કોણીઓ અને પેટ જમીનપર અડવા ન જોઇએ.

( ૫ ) **જલસા**—સિજદામાંથી ઉઠીને એવી રીતે બેસવાને કહે છે કે જમણા પગનો પંજો ઉભો રહે અને ડાબા પગના પંજાને એવી રીતે આડો મૂકવો કે આંગળીઓ જમણા પગ તરફ અને એડી સામી બાજુએ રહે અને ઘૂંટણો સુધીના અડધા પગ જમીનપર મૂકેલા રહે. બન્ને હાથ આંગળીઓ સીધી કરીને ઘૂંટણપર મૂકવા અને આંખો બરાબર નીચી રાખવી.

## નમાનાજના ખાસ શબ્દો.

**તકબીર** અથવા **તકબીરે તહરીમા—અલ્લાહો અકબર.**

અલ્લાહ મોટો

**સના—સુબ્હાન કલ્લાહુમ્મ વ બિહમ્દિક વ તબારકસ્મોક વ**

પાક છે તું ઓ અલ્લાહ, હું યાદ કરૂંછું તારા વખાણની સાથે અને

**તઆલા જદ્દોક વ લાઇલાહા ગયરોક.**

તારૂં નામ બરકતવાળું છે અને તારી મોટાઇ ઉંચી છે. અને તારા સિવાય કોઇ ઇબાદતને લાયક નથી.

**તઉવ્વુજ—અઊઝો બિલ્લાહે મિનશ શયતા નિર રજીમ.**

હું રક્ષણ ચાહુંછું અલ્લાહનું કાઢી મૂકેલા શયતાનથી.

**તસ્બીયા—બિસ્મિલ્લા હિર્ રહમા નિર્ રહીમ.**

હું શરૂ કરૂંછું અલ્લાહના નામથી જે પરમ દયાળુ છે.

**રૂકૂઅની તસ્બીહ—સુબ્હાન રબ્બિયલ્ અઝીમ.**

પાક છે મારો પાળનાર અને મોટાઇવાળો

**તસ્મીઅ—સમેઅલ્લાહો લેમન્ હમેદઃ**

સાંભળી અલ્લાહે તેના વખાણની વાત

**તહ્મીદ્—રબ્બના લકલ્હમ્દ**

ઓ મારા પાળનાર તારેજ માટે વખાણ છે.

**સિજ્દાની તસ્બીહ્—સુબ્હાન રબ્બિયલ્ અઅ્લા**

પાક છે મારો પાળનાર સૌથી મોટો

**તશહ્હોદ—અત્તહિય્યાતો લિલ્લાહે વસ્સલવાતો વ તૈયિબાતો અ-**

બધી બંદગીઓ જીભની અલ્લાહને માટે છે અને બધી બંદ-

**સ્સલામો અલયક અય્યોહન્ નબીયો વ રહ્મતુલ્લાહે**

ગીઓ શરીરની અને બધી બંદગીઓ પાક માલની. સલામતી

**વ બરકાતો. અસ્સલામો અલય્ના વ અલા ઇબાદિ-**

રહે ઓ નબી તમારા પર અને અલ્લાની રેહેમત અને બરકત

**લ્લા હિસ્ સાલિહીન. અશ્હદો અલ્ લાઇલાહા ઇ-**

અમારા ઉપર સલામતી રહે અને અલ્લાના નેક બંદાપર હું

**લ્લલ્લાહો વ અશ્ હદો અન્ન મુહમ્મદન્ અબ્દુહૂ**

શાહેદી આપુંછું કે કોઇ માબૂદ નથી અલ્લાહ સિવાય અને

**વરસૂલુહૂ**

હું શાહેદી આપું છું કે મોહંમદ તેના બંદા છે અને રસૂલછે.

**દુરૂદ્—અલ્લા હુમ્મ સલ્લે અલા મુહમ્મદંવ્ વ અલા આલે**

ઓ અલ્લાહ! રેહેમત મોકલ મોહંમદ પર અને મોહંમદની

**મુહમ્મદિન્ કમા સલ્લય્ત અલા ઇબ્રાહીમ વ અલા**

આલપર જે પ્રમાણે રેહેમત મોકલી તેં ઇબ્રાહીમની આલપર.

**આલે ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ્ મજીદ. અલ્લાહુમ્મ**

તુંજ છે વખણાયલો અને મોટાઇવાળો. ઓ અલ્લાહ બરકત

**બારિક્ અલા મુહમ્મદિંવ્ વ અલા આલે મુહમ્મદિ-**

આપ મોહંમદ અને તેની આલને જે પ્રમાણે બરકત આપી

ન્ કમા બારક્ત અલા ઈબ્રાહીમ વ અલા આલે
તે ઇબ્રાહીમ તથા તેની આલને. તુંજ છે વખણાયલો અને
ઇબ્રાહીમ ઈન્નક હમીદુમ્ મજીદ.
મોટાઇવાળો.

દુઆએ માસૂર:—અલ્લાહુમ્મ ગ્ફિર્લી વલેવાલેદઈય વ લે
એ ખુદા માફ કર મને અને મારા માબાપને
ઉસ્તાજીય વ લે જમીઈલ્ મોઅમિનીન વલ્
અને મારા ઉસ્તાદને અને બધા મોમિન મરદ અને
મોઅમિનાતે વલ્ મુસ્લિમીન વલ્ મુસ્લિમાત
મોમિન ઓરતોને અને બધા મુસલમાન મરદને અને
બિરહ્મતિક યા અર્હમર્ રાહિમીન.
મુસલમાન ઓરતોને પોતાની મેહેરબાનીથી એ સૌથી
વધારે મેહેરબાનીના કરનાર !

સલામ—અસ્સલામો અલયકુમ વ રહ્મતુલ્લાહ્
સલામ હોય તમારાપર અને અલ્લાહની મેહેરબાની

ફર્ઝનમાજ પછી પઢવાની દુઆ—અલ્લાહુમ્મ અન્તસ્સલામો વ
એ અલ્લાહ ! તુંજ સલામતી આપનાર છે અને તારી
મિન્કસ્સલામ વ ઈલયક યર્જિ ઉસ્સલામ વ
તરફથીજ સલામતીછે. અને એ ખુદા અમને
હય્યના રબ્બના બિસ્સલામ વ અદ્ખિલ્ના
જીવાડ સલામતીની સાથે અને અમને બેહેસ્તમાં દાખલ
દારસ્સલામ તબારક્ત રબ્બના વ તઆલયત
કર. એ અમારા અલ્લાહ મોટો છે તું અને ઉંચો
યા જલ્ જલાલે વલ્ ઇકરામ.
છે તું ! એ પ્રોહતસ અને ઈનામના ધણી !

દુઆએ કુનૂત—અલ્લા હુમ્મ ઇન્ના નસ્તઈનુક વ નસ્ તગ્ફિરૂક
એ અલ્લાહ નકી અમે મદદ ચાહીએ છીએ તારાથી
વનોઅમિનો બિક વ નતવક્કલો અલયક વ
અને માફી માગીએ છીએ તારી અને ઇમાન લાવ્યા
નુસ્ની અલયકલ્ ખયર વ ન શ્કુરૂક વલા નક્-

તારા ઉપર અને અમે તને અમારો ટેકો માનીએ છીએ
**વ નુસ્નુ અલયક વ નશ્કુરોક વલા નક્ફોરોક.**
અને વખાણ કરીએ છીએ તારાં ભલાઇની સાથે અને
**અલ્લાહુમ્મ ઈય્યાક નઅ્બોદો વલક નુ-**
અમે ઉપકાર માનીએ છીએ તારો અને અમે તને ના-
**સલ્લી વ નસ્જોદો વ ઈલયક નસ્આ વ નહ્**
કબુલ કરતા નથી અને અમે છોડી દઇએ છીએ તે જે
**ફિદો વ નર્જુ રહ્મતક વ નખ્શા અઝાબક**
તારા હુકમનું ઉલટું છે, ઓ અલ્લાહ અમે તારીજ પ્રા-
**ઈન્ન અઝાબક બિલ્ કુફ્ફારે મુલ્હિક્.**
ર્થના કરીએ છીએ અને તારે માટેજ નમાજ઼ પઢીએ
છીએ અને તનેજ નમીએ છીએ અને તારેજ સારૂ કોશેશ
કરીએ છીએ અને તાબેદારી કરીએ છીએ અમે અને
આશા રાખીએ છીએ તારી મેહેરબાનીની અને તારી
શિક્ષાથી અમે બીએ છીએ, ખરેખાત તારી શિક્ષા, હુ-
કમ નહીં માનનારાઓને માટે છે.

**રક્અત**—ઇક઼ામતથી લઇને બન્ને સિજ્દા પુરા કર્યા સુધીની ક્રીયાઓને કહે છે.

## નમાજ઼ના વખત

( ૧ ) **ફજર**—એટલે સવારની નમાજ઼નો, વખત પો ફાટવાથી સુરજ નીકળતાં સુધી હોય છે.

( ૨ ) **ઝોહર**—એટલે બપોર પછીની નમાજ઼નો વખત બપોર ઢળ્યા પછી શરૂ થઇને દિવસનો ચોથો ભાગ બાકી રહે ત્યાં સુધી રહે છે.

( ૩ ) **અસ્રનો** વખત ઝોહરનો વખત પૂરો થતાં શરૂ થાય છે અને સૂરજ ડૂબતાં પેહેલાં સુધી રહે છે.

(૪) **મગ્રેબનો** વખત સુરજ ડુબ્યાં પછી શરૂ થઇને આકાશપર લાલાશ રહે ત્યાં સુધી ચાલુ રહે છે.

(૫) **ઈશાનો** વખત થોડીક રાત વીતે શરૂ થાય છે અને સવારની નમાજના વખત પેહેલાં સુધી રહે છે,

## નમાઝની વિગત.

નમાઝની રકઅતો **ફર્ઝ**, **સુન્નત** અને **નફલ** એ ત્રણ પ્રકારની હોય છે.

ફર્ઝ એવી છે કે જે પઢવીજ જોઇએ, **સુન્નતો**માંથી કેટલીક ફર્ઝની પેઠેજ પઢવી જોઇએ તેવી હોય છે અને કેટલીક એવી છે કે ન પઢાય તો પણ નમાઝને બાધ આવે નહીં.

**નફલ** એવી છે કે જો પઢાય તો સારૂં ને ન પઢાય તો હરકત નહીં. **સુન્નતો** અને **નફલોનું** વધારે વિગતવાર વિવેચન આગળ આવશે. માટે હાલમાં દરેક વખતે શા અનુક્રમમાં રકઅતો પઢવી તેનું બયાન કરીશું અને તે પ્રમાણે દરેક માણસે નમાઝ પઢવી.

( ૧ ) ફજરની નમાઝમાં પેહેલાં બે **સુન્નત** અને પછી બે ફર્ઝ પઢવી. એ રીતે બન્ને મળીને ચાર રકઅત છે.

( ૨ ) **ઝોહરની** નમાઝમાં ચાર **સુન્નત**, ચાર ફર્ઝ, બે **સુન્નત** અને બે **નફલ** એ પ્રમાણે કુલ બાર રકઅતો પઢવાની છે.

( ૩ ) **અસ્રમાં** ચાર **સુન્નત** અને ચાર ફર્ઝ એ પ્રમાણે કુલ આઠ પઢવાની છે.

(૪) **મગ્રેબમાં** ત્રણ ફર્ઝ, બે **સુન્નત** અને બે **નફલ** એમ મળી સાત પઢવી જોઇએ.

( ૫ ) **ઇશામાં** ચાર **સુન્નત**. ચાર ફર્ઝ, બે **સુન્નત**, બે **નફલ**, ત્રણ **વિત્ર** અને બે **નફલ** એવી રીતે કુલ સત્તર પઢવી જોઇએ.

## નમાઝ પઢવાની રીત.

ફર્ઝ સિવાય બધી **નમાઝ** એકલા કોઈ પણ પાક જગો ઉપર અને લુગડા ઉપર **કિબ્લા** તરફ મ્હોં કરીને પઢી શકાય છે.

ફ્રૂઝ નમાજ એકલા અથવા જમાઅત સાથે પઢાય છે. હઝરત પૈગંબર સાહેબ ( સ ) હમેશા એ નમાજ જમાઅતની સાથે અદા કરતા હતા તેથી દરેક મુસલમાને તેમનું અનુકરણ કરવું જોઇએ અને બનતા સુધી નમાજ જમાઅતની સાથે પઢવી.

જમાઅતની નમાજને માટે પેહેલાં અજાન કહેવામાં આવે છે. અને નમાજી ભેગા થઈ જાય ત્યાર પછી ઈકામત કહે છે. ઇકામત અજાન જેવીજ હોય છે પણ જરા જલદી બોલાય છે અને હૈય્ય અલલ્ ફલાહની પછી બે વખત કદ્દકામતિસ્સલાત્ (અર્થ–નમાજને માટે ઉભા થાઓ ) કહેવામાં આવે છે.

જ્યારે ઈકામત કહેનાર હૈય્ય અલસ્ સલાત્ પર પોહોંચે ત્યારે ઈમામ ( નમાજમાં આગળ ઉભો થઈ પઢાવનાર ) ઉભો થઇ જાય અને મુક્તદી ( પાછળ નમાજ પઢનાર ) પોતાની હાર સીધી કરી લે. કદ્દકાઅત્ કહેવાના પ્રસંગ ઉપર ઇમામ મનમાં નિય્યત બાંધીને મોઢેથી તક્બીરે તહરીમા બોલે અને બન્ને હાથ કાનો સુધી ઉપાડે. પછી નાફ ( ડુંટી ) ની નીચે જમણો હાથ ડાબા હાથ ઉપર મૂકે. મુક્તદી પણ એજ પ્રમાણે કરે. પછી ઇમામ અને મુક્તદી બધા સના ધીમે સાદે બોલે. બાદ ઈમામ તઉવુઝ અને તસ્મીયા મનમાં પઢીને સૂર એ ફાતિહા પઢે. આ પૂરી થયા પછી ઈમામ અને મુક્તદી ધીમેથી "આમીન" કહે. સૂરએ ફાતિહા પછી ઈમામ કુરાન શરીફની કોઇ સૂરા અથવા ઓછામાં ઓછી એક મોટી આયત પઢે જેને કિરઅત કહે છે.

ઝોહર અને અસ્રની નમાજમાં આ બધું ઇમામ મનમાં પઢે. પણ મગરેબ, ઈશા અને સવારની નમાજમાં સૂરાઓ મોટેથી પઢવામાં આવે છે. જુમા અને બંને ઇદોની નમાજમાં પણ મોટેથી પઢવામાં આવે છે. આ વખતે મુક્તદીઓ ચુપકીથી ઉભા રહીને સાંભળ્યા કરે. કિરઅત પછી ઇમામ મોટે સાદે અને મુક્તદી ધીમેથી તકબીર બોલીને બધા રૂકૂઅને માટે માથું નમાવે. રૂકૂઅમાં બંને ઘુંટણ બંને હાથે મજબુત પકડવાં. આંગળીઓ પોહોળી રાખવી અને માથા તથા પીઠને વાંકા સીધી લીટીમાં લાવવા. અને બધા આ સ્થિતિમાં રૂકૂઅની તસ્બીહ ત્રણ, પાંચ અથવા સાત વાર પઢે.

ત્યાર બાદ ઇમામ મોટે સાદે **તસ્મીઅ્** બોલતો સીધો ઉભો થાય. **મુક્તદી** પણ **તસ્મીઅ્** બોલ્યા વગર ઉભા થાય. જ્યારે **ઈમામ** **તસ્મીઅ્** કહી રહે ત્યારે **મુક્તદી** ધીમેથી **તહ્મીદ** પઢે. ઇમામને એ પઢવાની જરૂર નથી. પછી **ઇમામ** મોટેથી અને **મુક્તદી** ધીમેથી **તક્બીર** બોલીને બધા, **સિજ્દા**માં જાય. **સિજદા**માં જતાં પેહેલાં બંન્ને ઘુંટણ જમીનપર મૂકે. ત્યાર પછી બંન્ને હાથ ટેકાવીને નાક અને માથું બંન્ને હાથો વચ્ચે મૂકવાં. બંન્ને હાથ અને પગની આંગળીઓ મળેલી રાખવી અને તેમનું વલણ **કાબા** તરફ રાખવું. બાજુઓ બગલોથી, પેટ જાંગોથી, પગની પિંડીઓ અને પંજા જમીનથી અલગ રહેવાં જોઇએ. આવી સ્થિતિમાં **સિજ્દાની** **તસ્બીહ** **ત્રણ** અથવા **પાંચ** અથવા **સાત** વખત બધાએ ધીમેથી પઢવી. પછી **ઇમામ** મોટેથી અને **મુક્તદી** ધીમેથી **તક્બીર** કહીને ઉઠે અને જરાક આરામ લઇને પાછા **ઈમામ** મોટેથી અને **મુક્તદી** ધીમેથી **તક્બીર** બોલીને **સિજદા**માં જઈ પેહેલાંની માફક **તસ્બીહ** પઢે. પછી **ઇમામ** મોટેથી અને **મુક્તદી** ધીમેથી **તક્બીર** કહીને ઉઠી ઉભા થાય, ઉઠતી વેળા પેહેલાં મ્હો, પછી બંન્ને હાથ, ત્યાર બાદ બંન્ને ઘુંટણ ઉપાડે. આ થયાથી એક **રક્અત્** પૂરી થઈ અને બીજી શરૂ થઈ.

આ બીજી **રક્અત** પણ પેહેલીની માફક પઢવી. પણ **સના** અને **તઉ્વ્વુઝ્** પઢવાં નહીં. જ્યારે બીજી **રક્અત્** પૂરી થઈ જાય, ત્યારે **તક્બીર** કહીને ઉઠવાને બદલે બેસી જવું. આ સ્થિતિને **જલ્સા** કહે છે. આ સ્થિતિમાં ડાબો પગ બિછાવીને તે ઉપર બેસવું, અને જમણા પગને ઉભો રાખવો, અને બંન્ને પગની આંગળીઓનું વલણ **કિબ્લા** તરફ રાખવું. બંન્ને હાથ બંન્ને ઘુંટણોપર મૂકવા અને **તશહહુદ** ધીમેથી પઢવી.

હવે **નમાજ** બેજ **રક્અત**ની હોય તો **તશહ્હુદ**ની પછી ધીમેથી **દુરૂદ** અને **દુઆ** પઢીને **ઇમામ** મોટેથી અને **મુક્તદી** ધીમે સાદે પેહેલાં જમણી બાજુએ અને પછી ડાબી બાજુએ મ્હોં કરીને **સલામ** ફેરવે અને **સલામ** ફેરવતી વખતે આગળ બતાવ્યા પ્રમાણે મોટેથી બોલે.

પણ જો **નમાઝ** ચાર અથવા ત્રણ **રકૂઅતની** હોય તો **તશહ્હુદ** પુરી કર્યા પછી **દુરૂદ** અને **દુઆ** નહીં પઢતાં **ઇમામ** મોટેથી અને **મુક્તદી** ધીમે સાદે **તક્બીર** બોલતા ઉભા થાય. અને બાકી રહેલી એક અથવા બે **રકૂઅતો** ઉપર બતાવ્યા પ્રમાણે પઢે પણ આમાં **ઇમામ** ફક્ત **સૂરએ ફાતિહા** ધીમે સાદે પઢે અને **કુરાન શરીફ**ની કોઈ બીજી સૂરત અથવા **આયત** પઢે નહીં. આવી રીતે એક અથવા બે **રકૂઅતો** પઢયા પછી બેસીને **તશહ્હુદ, દુરૂદ,** અને **દુઆ** પઢીને ઉપર બતાવ્યા પ્રમાણે **સલામ** ફેરવે.

જો **ફર્ઝ, જમાઅત** સિવાય એકલી પઢવામાં આવે તો **તક્બીરે તહરીમા** બોલીને જે કાંઈ **ઇમામ** પઢે છે તે બધું ધીમે સાદે પોતે પઢવું, **સુન્નતો**માં પણ એવીજ રીતે કરવું જોઇએ. પણ ચાર **સુન્નતો** પઢવાની હોય તેમાં છેવટની બે **રકૂઅતોમાં** પણ સૂરા અથવા **આયત** પઢવી જોઇએ.

**કુરાન શરીફ**ની ઘણી **સૂરાઓ** અને **આયતો** બનતા સુધી મોઢે કરવી જોઇએ કે **નમાઝ** પઢવામાં સેહેલાઇ થાય. જ્યાં સુધી વધારે **સૂરાઓ** અને **આયતો** યાદ થઈ જાય ત્યાં સુધી **સૂરએ ઇખ્લાસ** પઢવાથી પણ કામ ચાલી શકશે.

**જો જમાઅત** ચાલુ હોય તો તેમાં શામિલ થઈ જવું જોઇએ. એકલા **નમાઝ** ન પઢવી જોઇએ. **ઇમામ** જે સ્થિતિમાં હોય તેજ સ્થિતિમાં મળી જવું જોઇએ. જેટલી **નમાઝ ઇમામ** પઢે તેટલી તેમની સાથે પઢવી. જ્યારે તે **સલામ** ફેરવવાનું શરૂ કરે ત્યારે તમારે **સલામ** ફેરવ્યા સિવાય ચુપકીથી બેસી રહેવું અને તે ડાબી તરફ **સલામ** ફેરવી રહે ત્યારે તમે **તક્બીર** બોલીને ઉભા થઈ જાઓ અને બાકી રહેલી **નમાઝ** પૂરી કરો.

**ઇમામ** અને **જમાઅત રૂકૂઅ**માંથી ઉઠી સીધા થાય તે પેહેલાં **નમાઝ**માં શામિલ થનારે તે **રકૂઅત** ફરી પઢવાની જરૂર નથી, પણ તેટલું પુરૂં થઈ રહ્યા પછી શામિલ થનારે તે **રકૂઅત** ફરી પઢવી.

ત્રણ રકૂઅત વાળી નમાઝમાં ત્રીજી રકૂઅતની સરૂઆતમાં શામિલ થનારે બાકી રહેલી બે રકૂઅતો પઢતાં તે બેની વચ્ચે જલ્સો કરવો અને બંને રકૂઅતોમાં સૂરએ ફાતિહાની સાથે કોઈ બીજી સૂરા અથવા આયત પઢવી.

ચાર રકૂઅત વાળી નમાઝમાં છેલ્લી એકજ રકૂઅત જમાઅત સાથે પઢવામાં આવે તો બાકીની ત્રણ આ રીતે પઢવી. ઈમામ સલામ ફેરવી લે ત્યાર પછી ઉભા થઈ સૂરએફાતિહા અને બીજી સૂરા અથવા આયત પઢી રીતસર અરકાનો અદા કરી બંને સિજદા બાદ જલસો કરવો અને ત્યાર બાદ ઉભા થઈ બે રકૂઅતો સાથે પઢવી એટલે તે બે વચ્ચે જલ્સો કરવો નહીં. પણ પેહેલી રકૂઅતમાં સૂરા અથવા આયત પઢવી અને બીજીમાં ફક્ત સૂરએ ફાતિહા પઢવી અને પછી નમાઝ પૂરી કરવી.

નમાઝ પઢતી વખતે અયોગ્ય ઉતાવળ કરવી નહીં તેમજ લોકોને દેખાડવાના ઈરાદાથી અયોગ્ય ઢીલ પણ ન કરવી. દરેક શબ્દનો ઉચ્ચાર ચોખ્ખો અને ખરો કરવો. અને પઢતાં તેમના અર્થ ઉપર પણ ખ્યાલ કરવો. મનમાં ખુદા ઉપર ધ્યાન રાખવું અને સંસારી અથવા બીજી કોઈ બાબતોનો વિચાર કરવો નહીં. ફક્ત ખુદા અને તેની નમાઝનુંજ ધ્યાન ધરવું જોઈએ નમાઝ પઢતી વખતે સિજદાની જગો સિવાય બીજે કોઈ ઠેકાણે નજર ફેરવવી નહીં કોઈની વાતચીત અથવા ગાયન તરફ લક્ષ દોડાવવું નહીં. પુરૂષે ખભાથી લઈને કોણીઓની નીચે સુધી અને ઘુંટણોની નિચે સુધી પોતાનું શરીર ઢાંકવું.

સ્ત્રીઓએ મ્હોં, હાથ અને પગના પંજા સિવાય બધું શરીર ઢાકવું. સ્ત્રીઓએ ઘ્રકામતમાં હાથ છાતી ઉપર બાંધવા અને જલ્સામાં બંને પગ પાથરીને ઉપર બેસવું બૈરીઓએ જમાઅતમાં પુરૂષો સાથે એક હારમાં નહીં ઉભા રહેતાં પાછળ એકલા ઉભા રહેવું. બૈરીઓની જમાઅતમાં બૈરી ઇમામે પુરૂષ ઇમામની પેઠે મુક્તદીઓની આગળ ઉભા નહીં રહેતાં મુક્તદીઓની સાથેજ ઉભા રહેવું.

પુરૂષ **મુકતદીઓએ** કોઈ પણ હારમાં બેથી ઓછાએ ઉભા રહેવું નહીં. એક હાર તદન પુરી થઈ ન જાય ત્યાં સુધી તેની પાછળ નવી હાર કરવી નહીં.

**ફર્ઝ નમાઝ** પૂરી થયા પછી **ઈમામ** અને **મુકતદીઓ** સર્વેએ એક વખત **આયતુલકુરસી**, તેત્રીસવાર **સુબ્હાન અલ્લાહ**, તેત્રીસવાર **અલ્હમ્દો લિલ્લાહ**, તેત્રીસ વાર **અલ્લાહો અકબર** અને એકવાર **લાઇલાહા ઇલ્લલ્લાહો વહદહૂ લાશરીક લહૂ લહુલ મુલ્કો વલહુલ હમ્દો વ હુવ અલા કુલ્લે શયઇન કદીર** એટલું પઢવું. અથવા અમુક વાર **દુરૂદ શરીફ** પઢવાની ટેવ રાખવી. આ સઘળું ધીમેથી પઢવું. ત્યારબાદ **ઇમામ** આગળ લખેલી દુઆ પઢે અને મુકતદી **આમીન** કહેતા જાય.

**આયતુલકુરસી—અલ્લાહો લા ઇલાહા ઇલ્લા હુવલ હૈયુલ કૈયૂમ. લા**
અલ્લાહ સિવાય નથી કોઇ ઇબાદતને લાયક પણ તે જીવતો છે
**તઅ્ખુઝુહૂ સિનતુંવ્ વ લા નવ્ મુલ્ લહૂ**
ટેકો આપનાર સૌનો. નથી પકડતી તેને ઉંઘ. તેને
**મા ફિસ્સમા વાતે વ માફિલ્ અર્દે મન્ જલ્**
**લઝી યશ્ ફઓ ઇન્દહૂ ઇલ્લા બિઇજ્નેહિ. ય**
માલેક છે જે કાંઇ આકાશ અને જમીન ઉપર છે તે.
**અલમો મા બયન અયદીહિમ્ વ મા ખલ્ફહુ-**
કોણ છે એવો કે જેસિફારશ કરે તેની પાસે તેની
**મ્ વ લા યુહી તૂન બિશયઇમ્ મિન્ ઇલ્મિ-**
રજા સિવાય? તે જાણે છે એ જે કાંઈ ખિલકતની
**હી ઇલ્લા બિમાશા અ. વ સિઅ કુર્ સીંહુસ**
રૂબરૂ છે અને તેમની પાછળ છે તે. અને એ નથી
**સમાવાતે વલ્ અર્દે વ લાયઊદુહૂ હિફ્ઝોહુમા**
રોકી શકતા કોઇ પણ વસ્તુ તેના જ્ઞાનથી તે જે કાંઇ
**વહુવલ અલીયુલ અઝીમ.**
ચાહે તે સિવાય. તેની કુરસીએ ઘેરી લીધાં છે જમીનો
અને આકાશોને અને તેમની સંભાળ તેને થકવતી
નથી અને તે છે સૌથી વધારે ઉંચાઈ વાળો.

## વિત્રની નમાજ.

**વિત્રની નમાજ**માં બીજી **નમાજ** કરતાં એટલું વધાર ૮ ક ત્રીજી **રકૂઅત્માં અલ્હમ્દ** અને સૂરા પઢયા પછી કાન સુધી બંને હાથ ઉંચા કરીને **તકૂબીર** કહેવી જોઇએ. અને ત્યાર બાદ ફરીથી હાથ બાંધીને **દુઆએ કુનૂત પઢીને રકૂઅત** પૂરી કરવી.

## માંદાની અને મુસાફરની નમાજ.

કોઈ પણ કારણુસર **નમાજ** છોડવાની નથી જેવી સ્થિતિ હોય તેવી-માંજ **નમાજ** પઢવાનો હુકમ છે. **વુઝૂ** કરી ન શકાતું હોય અથવા પાણી ન મળે તેમ હોય તો **તયમ્મુમ** કરવાનું છે. જો ઉભું થઈ શકાતું ન હોય તો બેસીને **નમાજ** પઢવી. અને બેસાતું ન હોય તો પડે પડે માથાના ઈશારાથી **નમાજ** અદા કરવી જોઇએ.

મુસાફરી દરમ્યાન **ફર્ઝની ચાર** અથવા ત્રણ **રકૂઅત** હોય તેને બદલે બે પઢી લેવાની છે. પણ **ઇમામ** મુસાફર ન હોય એવાની પઢાડી **નમાજ** પઢવામાં આવે તો પુરી પઢવી. પણ **ઇમામ** મુસાફર હોય અને **મુક્તદી** રથાઈ હોય તો **ઇમામ ટુંકી** ( **કસ્ર** ) **નમાજ** પઢે અને **મુક્તદી ઇમામના સલામ** ફેરવ્યા પછી પોતાની **નમાજ** પુરી કરી લે.

## જુમ્આની નમાજ.

એ **નમાજ જુમાને** દિવસે **ઝોહર**ને વખતે પઢવામાં આવે છે. તે દિવસે નાહી, ધોઇ, લુગડાં બદલી ખુશબો લગાડીને શેહેરની અથવા કસ્બા-ની મોટામાં મોટી **મસજીદ**માં જવું. ત્યાં પેહેલાં ચાર **રકૂઅત સુન્નત જુમ્આની** પઢવી. **ખતીબ ખુતબો** પઢે તે ચુપકીથી ધ્યાન પૂર્વક સાંભળવો. ત્યાર બાદ **જુમ્આની બે રકૂઅત ફર્ઝ નમાજ ઈમામની** પાછળ પઢવી. **ઈમામ** આ **નમાજ** મોટે સાદે **કિર્આતથી** પઢે છે. આ પછી બે અથવા ચાર **રકૂઅત સુન્નત** અને છેવટ બે **રકૂઅત નફ્લ** પઢવી. **ઝોહર**ના ચાર **ફર્ઝ** કેટલાક પાછળથી પઢે છે અને કેટલાક નથી પઢતા. બંનેમાંથી જે અનુકુળ પડે તે કરવામાં હરકત નથી.

## બન્ને ઈદોની નમાજ.

**ઈદુલફિત્ર** એટલે **રમઝાનની** ઇદને રોજ દાતણ કરી, નાહી, ધોઈ, ધોળાં લૂગડાં પેહેરી ખુશબોઈ લગાડીને **સદકએ ફિત્ર** આપવું. (આ સદકાનુ બયાન આગળ આવશે). અને કાંઈ ગળી વસ્તુ ખાઇને **તકબીર** કહેતાં કહેતાં **ઈદગાહ** અથવા કોઈ મોટી મસજીદમાં જવું. જ્યારે બધા લોકો એકઠા મળી જાય ત્યારે **ઇમામની** સાથે બે **રકઅત સુન્નત** પઢવી. **ઈમામ** પેહેલી **રકઅતમાં સના** પછી, અને **સૂરએ ફાતહાની** પેહેલાં, ત્રણવાર **તકબીર** મોટે સાદે બોલે અને બંન્ને હાથ કાન સુધી ઉપાડે અને **મુકતદી** પણ તેમજ કરે. પણ **તકબીર** ધીમે સાદે બોલે. **બીજી રકઅતમાં** એવી રીતે ત્રણવાર **તકબીર કિરઅતની** પછી બોલે. જ્યારે **નમાજ** પુરી થાય ત્યારે **ઈમામ ખુતબો** વાંચે અને બધા સાંભળે.

ઇદ ઉદહા એટલે **બકરી ઇદને** દિવસે પણ તેમજ કરવું. પણ **સદકએ ફિત્ર** આપવાનું નથી અને **નમાજની** પેહેલાં ના ખાવું સારૂં છે. **નમાજ** પછી દોલતમંદ લોકો **કુરબાની** આપે છે. (આ **કુરબાનીનું** બયાન પછીથી આવશે.)

આ ઇદ **હજના** મહીનાની દસમી તારીખે આવે છે. આ મહિનાની નવમી તારીખની સવારથી તે તેરમી તારીખની **અસ્ર** સુધી હરેક **ફર્ઝ નમાજની** પછી મોટે સાદે **તકબીર** કહેવી જોઇએ. એ **વાજિબ** છે. અને **ઈદગાહ** જતી વખત પણ **તકબીર** બોલતાં જવું જોઇએ. આ **તકબીર** નિચે મુજબ છે.

**તકબીર—અલ્લાહો અકબર, અલ્લાહો અકબર, લાઇલાહા ઈલ્લ લ્લાહો વલ્લાહો અકબર, અલ્લાહો અકબર, વ લિલ્લાહિલ હમ્દ.**

### તરાવીહ.

**રમઝાન** માસમાં **વિત્રની** પેહેલાં વીસ **રકઅત તરાવીહ જમાઅતની** સાથે પઢવામાં આવે છે. તેમાં આખું **કુરાન શરીફ** પુરૂં કરવામાં આવે છે. તેથી સહેલાઇને માટે બે બે **રકઅત** ભેગી પઢે છે. જો ફક્ત **સૂરતો** અથવા **આયતોજ** પઢે, તો ચાર ચાર **રકઅતો** ભેગી પઢે છે. દરેક ચાર **રકઅતની** પછી આ **તસ્બીહ** પઢવામાં આવે છે.

તસ્બીહ-સુબ્હાન જિલ્ મુલ્કે વલ્મલકૂતે, સુબ્હાન જિ.લ ઇજ્જ.તે વલ્
પાક છે ધણી જમીન અને આકાશનો, પાક છે ધણી આબરૂ
અઝમતે વલ હયબતે વલ્ કુદરતે વલ્ કિબ્રિયાએ
અને મોટાઇનો અને બીકનો અને શક્તિનો અને મોટાઇનો
વલ્ જબરૂત. સુબ્હાનલ્ મલિકિલ્ હય્યેલ્લજી લાય-
અને બળનો. પાકછે એ પાદશાહ જીવતો જે ઉંઘતો નથી અને
નામો વ લાયમૂત. સુબ્બુહુન કુદ્દુસુન રબ્બુના વ
મરતો નથી. ઘણો પાક છે. સૌથી વધારે પવિત્ર છે અમારો
રબ્બુલ્ મલાયૂકતે વર્ રૂહ્. અલ્લાહુમ્મ ઇન્ના નસ્અ
પાળનાર અને ફરેસ્તાઓ અને જિબરીલનો પાળનાર. એ
લુકલ્ જન્નત વ નઊજો બિક મિનન્ નારે યા ખાલિક
અલ્લાહ અમે માગીએ છીએ તારી પાસેથી બેહેસ્ત અને રક્ષણ
લ્જન્નતે વન્નાર્. બિ રહમતિક યા અઝીઝ યા ગફ્ફારો,
ચાહીએ છીએ તારૂં દોજખની આગથી એ પેદા કરનાર જન્નત
યા કરીમો, યા સત્તારો, યા રહીમો. યા જબ્બારો,
અને દોજખના! મેહેરબાની કર એ અનોપમ, એ માફી આપ-
યા ખાલિકો, યા બાર્રો, અલ્લાહુમ્મ અજિરના
નાર, એ મેહેરબાન, એ ઢાંકનારા, એ દયાળુ, એ બળવાન,
મિનન્ નારે, યા મુજીરો, યા મુજીરો, બિરહમતિક યા
અર્હમર્ રાહિમીન.
એ પેદા કરનાર, એ ઉપકારી, એ અલ્લાહ! રક્ષણ આપ
અમને દોજખની આગથી, એ રક્ષણ કરનાર, એ રક્ષણ કર-
નાર, મેહેરબાની કર, એ સૌથી મોટા મેહેરબાન.

## જનાજ.ની નમાજ.

જ્યારે કોઇ શખસ મરી જાય ત્યારે તેને નવાડી ધોવાડીને કફન પેહેરાવવું. મરનાર ગમે તેટલો વહાલો હોય તોપણ મોટા રાગડા કાઢીને રોવું કુટવું નહીં. પણ ધીરજથી તે દુઃખ સહન કરવું. મરનારના જનાજ.ની નમાજ. આ પ્રમાણે પઢવી.

જનાજ.ને કિબલાની તરફ મૂકવો. ઇમામ તેની છાતીની સાંમે ઉભો રહે. મુક્તદીઓ ઓછામાં ઓછી ત્રણ હારોમાં અથવા સંખ્યા

જ્યારે હોય તો પાંચ અથવા સાત હારોમાં ઉભા રહે. એટલે કે હારોની સંખ્યા એકીની હોવી જોઇએ. ઇમામ બીજી નમાઝોની પેઠે તક્બીરે તહરીમા બોલે અને બંને હાથ બાંધીને સનાં ધીમે ધીમે પઢે. પછી ઇમામ મોટેથી અને મુક્તદી ધીમેથી તકબીર બોલીને દુરૂદ માસૂરઃ પઢે. ફરીથી તક્બીર કહીને મોટી ઉમરની મૈયત ( સ્ત્રી કે પુરૂષ ) હોય તો આ દુઆ પઢે.

દુઆ—અલ્લાહુમ્મ ગ્ફિર્ લિ હય્યેના વ મય્ય તેના વ શાહિદેના વ

ઓ અલ્લાહ માફી આપ અમારામાંના જીવતાને અને મુએલાને

ગાયેબેના વ સગીરેના વ કબીરેના વ ઝકરેના વ ઉન્સાના.

અને હાજર હોય તેમને અને ગેરહાજર હોય તેમને અને

અલ્લાહુમ્મ મન્ અહ્યય્તહૂ મિન્ના ફ અહ્યેહી અલલ્ ઇ-

નાનાને તથા મોટાને અને પુરૂષને તથા સ્ત્રીને—ઓ અલ્લાહ,

સ્લામે વ મન્ તવફ્ફય્તહૂ મિન્ના ફ તવફ્ફહૂ અલલ્ ઇમાન.

તું જેમને જીવતા રાખે તેમને જીવતા રાખ ઇસ્લામ ઉપર અને જેમને તું મારે તેમને મારી નાંખ ઇસ્લામ ઉપર.

જો છોકરાની હોય તો આ દુઆ પઢવી.

દુઆ—અલ્લાહુમ્મજ્ અલ્હો લના ફરતં વ વજ્અલ્હો લના

ઓ અલ્લાહ, બનાવ તું એને, ઠેકાણે પોહોંચીને હમારે માટે

અજ્રં વ ઝુખ્રં વજ્ અલ્ લના શાફેઅં વ મુશફ્ફઆ.

સામાન તૈયાર કરનાર અને બનાવ એને અમારે માટે સારો બદલો અને છેવટનું ભાથુ અને અમારે માટે ભલામણ કરનાર અને એવો જેની ભલામણ મંજુર થએલી છે.

અને છોકરી હોય તો આ પ્રમાણે પઢવું.

દુઆ—અલ્લાહુમ્મજ્ અલ્હા લના ફરતં વ વજ્અલ્હા લના

ઓ અલ્લાહ તું બનાવ એને, ઠેકાણે પોહોંચીને હમારે માટે સામાન

અજ્રં વ ઝુખ્રં વજ્ અલ્હા લના શાફેઅતં વ મુશફ્ફઅત.

તૈયાર કરનારી અને બનાવ એને અમારે માટે સારો બદલો અને છેવટનું ભાથુ અને અમારે માટે ભલામણ કરનારી અને એવી જેની ભલામણ કબુલેલી છે.

આટલું પઢયા પછી સલામ ફેરવવો. પછી મૈયતને કબ્રસ્તાનમાં લઇ જઇને દફનાવવી.

## નમાઝની નિયતો.

### ફજર

**બે સુન્નતની નિયત—નવયતો અન ઉસલ્લી લિલ્લાહે**
હું નિયત કરૂંછું નમાજ પઢવાની અલ્લાને માટે બે રકૂઅ
**તઆલા રક્અતય્ સુન્નત રસૂલલ્લાહે તઆલા**
સુન્નત રસુલિલાહની સવારની સુન્નતની કિબ્લા શરીફની તરફ
**સુન્નતલ્ ફજ્રે મુતવ્વજેહન ઇલા જિહતિલ્**
મ્હોં કરીને, મોટા અલ્લાહ.
**કઅબતિશ્ શરીફ્તે, અલ્લાહો અક્બર**

**બે ફર્ઝની નિયત—નવયતો અન ઉસલ્લી લિલ્લાહે તઆલા**
હું નિયત કરૂંછું નમાજ પઢવાની અલ્લાહને માટે બે રકઅતો
**રક્અતય્ સલાતલ્ ફજ્રે ફર્ઝલ્લાહે તઆલા ફર્ઝ**
સવારની નમાઝની અલ્લાહની ફર્ઝ આ વખતની ફર્ઝ કિબ્લા
**હાજલ્વક્તે મુતવ્વજેહન ઇલા જિહતિલ્ કઅબ-**
શરીફ તરફ મ્હોં કરીને, મોટા અલ્લાહ.
**તિશ શરીફ્તે, અલ્લાહો અક્બર.**

### ઝોહ્ર.

**પહેલી ચાર સુન્નતની નિયત—નવયતો અન ઉસલ્લી લિલ્લાહે**
હું નિયત કરૂંછું નમાજ પઢવાની અલ્લાહને માટે ચાર રકઅત
**તઆલા અર્બઅ રક્આતે સલાતિઝ્ ઝોહ્રે સુન્નત**
ઝોહરની નમાઝની સુન્નત અલ્લાહના રસૂલની કીબ્લા
**રસૂલિલ્લાહે તઆલા મુતવ્વજેહન ઇલા જિહતિલ્ક**
શરીફ તરફ મ્હોં કરીને.
**અબતિશ્ શરીફ્તે, અલ્લાહો અક્બર.**

**ચાર ફર્ઝની નિયત—નવયતો અન ઉસલ્લી લિલ્લાહે તઆલા**
હું નિયત કરૂંછું નમાજ પઢવાની અલ્લાહને માટે ચાર રકઅત

**અરબઅ રકૂઆતે સલાતિઝ્ઝોહરે ફ્રઝલ્લાહે તઆલા**
ઝોહરની નમાઝની અલ્લાહના ફરઝની આ વખતના ફરઝની
**ફરઝ હાજલ વક્તે મુતવ્વજેહન ઇલા જિહતિલ્ક-**
કિબ્લા શરીફ તરફ મ્હોં કરીને.
**અ઼મતિશ્ શરીફતે, અલ્લાહો અકબર.**

**પછીની બે સુન્નતની નિયત—નવય્તો અન ઉસલ્લી લિલ્લાહે**
હું નિયત કરૂંછું નમાજ પઢવાની અલ્લાહને માટે બે રકઅત
**તઆલા રકૂઅતય સલાતિઝ્ ઝોહરે સુન્નત રસૂ-**
ઝોહરની નમાજની સુન્નત રસુલિલ્લાહની કિબલા શરીફ તરફ
**લિલ્લાહે તઆલા મુતવ્વજેહન ઇલા જિહતિલ્**
મ્હોં કરીને
**કઅ્બતિશ્ શરીફતે, અલ્લાહો અકબર**

**બે નફ્લોની નિયત—નવય્તો અન ઉસલ્લી લિલ્લાહે તઆલા**
હું નિયત કરૂંછું નમાજ પઢવાની અલ્લાહને માટે બે રકઅત
**રકૂઅતય સલાતે નફ્લિઝ્ ઝોહરે મુતવ્વજે હનઇલા**
ઝોહરની નફલની કીબ્લા શરીફની તરફ મ્હોં કરીને.
**કઅ્બતિશ્ શરીફતે, અલ્લાહો અકબર.**

## અસ્ર.

**ચાર સુન્નતની નિયત—નવય્તો અન ઉસલ્લી લિલ્લાહે તઆલા**
હું નિયત કરૂંછું નમાજ પઢવાની અલ્લાહને માટે ચાર રકઅત
**અરબઅ રકૂઆતે સુન્નત રસૂલિલ્લાહે તઆલા**
સુન્નત રસૂલિલ્લાહની અસરની નમાજની કિબ્લા શરીફની
**સલાતિલ્ અસ્રે મુતવ્વજેહન ઇલા જિહતિલ્**
તરફ મ્હોં કરીને.
**કઅ્બતિશ્ શરીફતે, અલ્લાહો અકબર**

**ચાર ફરઝની નિયત—નવય્તો અન ઉસલ્લી લિલ્લાહે તઆલા**
હું નિયત કરૂંછું નમાજ પઢવાની અલ્લાહને માટે ચાર રકઅત
**અરબઅ રકૂઆતે સલાતિલ્ અસ્રે ફરઝલ્લાહે**

અસરની નમાજની અલ્લાહના ફર્ઝની પર્ઝ આ વખતની કિબ્લા
**તઆલા ફર્ઝે હાજલ્ વક્તે મુતવ્વજેહન ઈલા જિહ-**
શરીફની તરફ મ્હોં કરીને
**તિલ્ કઅ્બતિશ્ શરીફતે, અલ્લાહો અકબર**

**મગ્રેબ.**

**ત્રણ ફર્ઝની નિયત—નવયતો અન ઉસલ્લી** લિલ્લાહે તઆલા
હું નિયત કરૂંછું નમાજ પઢવાની અલ્લાહને વાસ્તે ત્રણ
**સલાસ રકૂઆતે સલાતિલ્ મગ્રેબે ફર્ઝિલ્લાહે**
રકાત મગરેબની નમાઝની અલ્લાહના ફર્ઝની આ વખતની
**તઆલા ફર્ઝે હાજલ્ વક્તે મુતવ્વજેહન ઇલા**
મોં ફેરવીને કિબલા શરીફની તરફ.
**જિહતિલ્ કઅ્બતિશ્ શરીફતે, અલ્લાહો અકબર**

**બે સુન્નતોની નિયત—નવયતો અન ઉસલ્લી** લિલ્લાહે તઆલા
હું નિયત કરૂંછું નમાજ પઢવાની અલ્લાહને વાસ્તે બે રકાત
**રકૂઆતયૂ સલાતિલ્ મગ્રેબે સુન્નત રસૂલિલ્લાહે**
મગરેબની અલ્લાહના રસૂલની સુન્નતની મ્હોં કિબલા શરીફ
**તઆલા મુતવ્વજેહન ઇલા જિહતિલ કઅ્બતિશ્**
તરફ ફેરવીને.
**શરીફતે, અલ્લાહો અકબર**

**બે નફલની નિયત—નવયતો અન ઉસલ્લી** લિલ્લાહે તઆલા
હું નિયત કરૂંછું નમાજ પઢવાની અલ્લાહને વાસ્તે બે
**રકૂઆતયૂ સલાત નફ્લિલ્ મગ્રેબે મુતવ્વજેહન ઇલા**
રકાત મગરેબની નમાઝની નફલ મોં કિબલા શરીફ તરફ
**કઅ્બતિશ્ શરીફતે, અલ્લાહો અકબર.**
ફેરવીને.

૪. ઇશા.

ચાર સુન્નતોની નિયત—નવયતો અન ઉસલ્લી લિલ્લાહે
હું નિયત કરૂંછું નમાજ પઢવાની અલ્લાહને વાસ્તે ચાર
તઆલા અર્બઅ રકૂઆતે સલાતિલ્ ઇશાએ સુન્નત
રકાત ઇશાની નમાઝની અલ્લાહના રસૂલની સુન્નતની મો
રસૂલિલ્લાહે તઆલા મુતવજ્જેહન ઇલા જિહતિલ્
કિબલા શરીફ તરફ ફેરવીને.
કઅ્બતિશ્ શરીફતે, અલ્લાહો અકબર

ચાર ફર્ઝની નિયત—નવયતો અન ઉસલ્લી લિલ્લાહે તઆલા
હું નિયત કરૂંછું નમાજ પઢવાની અલ્લાહને વાસ્તે ચાર
અર્બઅ રકૂઆતે સલાતિલ્ ઇશાએ ફર્ઝુલ્લાહે
રકાત ઇશાની નમાઝની અલ્લાહની ફર્ઝની આ વખતની મોં
તઆલા ફર્ઝુ હાજલ વક્તે મુતવજ્જેહન ઇલા
કિબલા શરીફ તરફ ફેરવીને.
જિહતિલ્ કઅ્બતિશ્ શરીફતે, અલ્લાહો અકબર

બે સુન્નતોની નિયત—નવયતો અન ઉસલ્લી લિલ્લાહે તઆલા
હું નિયત કરૂંછું નમાજ પઢવાની અલ્લાહને વાસ્તે બે રકાત
રકૂઅતય્ સલાત બઅ્દલ્ ઇશાએ સુન્નત રસૂલિ-
ઇશા પછીની નમાજની અલ્લાહના રસૂલની સુન્નતની મોં
લ્લાહે તઆલા મુતવજ્જેહન ઇલા જિહતિલ્
કિબલા શરીફ તરફ ફેરવીને.
કઅ્બતિશ્ શરીફતે, અલ્લાહો અકબર.

ત્રણ વિત્રની નિયત—નવયતો અન ઉસલ્લી લિલ્લાહે તઆલા
હું નિયત કરૂંછું નમાજ પઢવાની અલ્લાહને વાસ્તે ત્રણ
સલાસ રકૂઆતે સલાત વિત્રે હાજલ લયલે સુન-
રકાત નમાજ વિત્રની આજ રાતની મોં કિબલા શરીફ

**વજ્જેહત ઈલાજિહતિલ્ કબ્‌લતિશ્ શરીફતે.**
તરફ ફેરવીને.

**અલ્લાહો અકબર.**

**ટીપ**—એકલા નમાજ પઢતી વખતની આ નિયતો છે. પણ ઈમામની પછી જે નમાજ પઢવામાં આવે તેની નિયતમાં "મુતવજ્જેહન" ની પેહેલાં "ઇક્તદયતો બિહાજલ્ ઇમામે" (અર્થ—મેં આ ઈમામની તાબેદારી કરી) એટલું વધારી દેવું.

## જુમ્આ.

**નિયત—ઉસ્કિતો સ્લાત ફર્ઝે ઝોહરે અન્ જિમ્મતી બિ**
હું ખસેડી નાખુંછું બપોરની નમાજ ફર્ઝ મારા જુમ્માપરથી
**અદાએ સ્લાતિલ્ જુમ્અને લિલ્લાહે તઆલા ઇકતદયતો**
એટલા માટે કે પઢું હું નમાજ જુમ્આની અલ્લાહને વાસ્તે, મે
**બિહાજલ્ ઇમામ, અલ્લાહો અકબર**
તાબેદારી કરી આ ઇમામની.

## તરાવીહ.

**નિયત—ઉસ્લી સલાતત્ તરાવીહ લિલ્લાહે તઆલા, અલ્લાહો**
હું નમાજ પઢુંછું તરાવીહની અલ્લાહને વાસ્તે.
**અકબર.**

## રમઝાનની ઇદ.

**નિયત—નવયતો અન્ ઉસલ્લી લિલ્લાહે તઆલા રક્અતયને**
હું નમાજ પઢવાની નિયત કરૂંછું અલ્લાહને વાસ્તે બે રક્અતો
**મઅ સિત્તત તકબીરાતે સલાત ઇદિલ્ ફિત્રે. ઇકતદયતો**
છ તકબીરો સાથની નમાજ રમઝાનની ઇદની મેં તાબેદારી કરી
**બિહાજલ્ ઇમામે મુતવજ્જેહન ઇલા જિહતિલ્ કબ્‌લ-**
આ ઇમામની મોં ફેરવીને કિબ્લા શરીફની તરફ.
**તિશ્ શરીફતે, અલ્લાહો અકબર**

## બકરી ઈદ.

નિયત—નવયતો અન ઉસલ્લી લિલ્લાહે તઆલા રકઅતયને મઆ
હું નિયત કરૂંછું નમાજ પડવાની અલ્લાહને માટે મેં રકઅતો સાથે
સિત્તાત તકબીરાતે સલાતુ ઈદુલ અઝહા ઈકતદયતો
છ તકબીરોની નમાજ બકરી ઈદની. મેં તાબેદારી કરી આ
બિહાઝલ ઇમામે મુતવજજેહન ઈલા જિહતિલ કઅબતિશ
ઇમામની મેં ફેરવીને કિબ્લા શરીફની તરફ.
શરીફતે, અલ્લાહો અકબર.

## જનાજાની નમાજ.

નિયત—ઉસલ્લી લિલ્લાહે તઆલા વ અદઉ લિહાઝલ મઈયતે
હું નમાજ પડુંછું અલ્લાહને વાસ્તે અને હું દુઆ કરૂંછું આ
ઇક્તદયતો બિહાઝલ ઇમામ.
મૈયતને માટે મેં તાબેદારી કરી આ ઈમામની.

## સૂરએ ફાતિહા ( શરૂની સુરત. )

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ.

શરૂ કરૂંછું અલ્લાહના નામથી તે મોટો મેહેરબાન છે.

અલહમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીનર રહમાનિર રહીમ
છે બધાં વખાણ અલ્લાહને માટે દુનિયાઓનો પાળનાર મોટી મેહેર-
માલેકે યવ્મિદ્દીને ઇય્યાક નઅબોદો વ ઇય્યાક નસ્તઇન
બાની વાળા કિયામતના દિવસનો ધણી ! તારીજ અમે બંદગી
એહદેનસ્સિરાતલ મુસ્તકીમ સિરાતલ લઝીન અનઅમ્ત
કરીએ છીએ અને તારીજ મદદ માગીએ છીએ. અમને સીધો
અલયહિમ ગયરિલ મગદૂબે અલયહિમ વલદ્દાલીન
રસ્તો દેખાડ. જેઓને તેં મેહેરબાની બતાવી છે તેમનો રસ્તો
આમીન.

નહીં કે તેમનો જેમને તેં શિક્ષા કરી છે, અને જેઓ ખોટે રસ્તે ગએલા છે. એમજ થાઓ.

### સુરએ ઇખ્લાસ ( શુદ્ધતાની સુરત ).

### બિસ્મિલ્લાહિર્ રહ્માનિર્ રહીમ.

**કુલ હુવલ્લાહો અહદ્ અલ્લાહોસ્ સમદ્ લમ્ યલિદ્ વલમ્**
કહે, તે અલ્લાહ એક છે. અલ્લાહ સૌથી મોટો છે. તેણે કોઈને
**યુલદ્ વલમ્ યકુલ્લહુ કુફુવન્ અહદ્.**
જણ્યો નથી અને તેને કોઈએ જણ્યો નથી અને તેનો સમો એકે પણ નથી.

નોંધ—જ્યાં સુધી વધારે સુરતો યાદ કરી લેવામાં આવે ત્યાં સુધી આ બે સુરાઓથી નમાજ પઢવાનું કામ નભી શકશે. માટે આ નાની કિતાબમાં લખેલું યાદ કરી લઈ એકદમ નમાજ પઢવી શરૂ કરી દેવી કે અલ્લાહ અને રસુલ ( સ. ) નો એક તાકીદનો હુકમ અમલમાં મેલી શકાય અને મોટા ગુનામાંથી મુક્તિ મળે—આમીન.



# જાહેર ખબર

ઇસ્લામની બીજી કિતાબ પણ તૈયાર છે. તે જલદીથી છપાઈને બહાર પડશે. જેને ખરીદદાર થવાની ઇચ્છા હોય તેમણે પહેલાંથી નીચે લખેલે ઠેકાણે પોતાનું નામ અને સરનામું લખી મોકલવું. આગાઉથી ગ્રાહક થનારને કીમતમાં ફાયદો પડશે.

પહેલી કિતાબની થોડીજ નકલો છે માટે જલદી તાકીદે મંગાવી લેવા ચૂકવું નહીં.

સૈયદ જુહુરૂદ્દીન અબદુલ્લામીયાં ઉરૈજી.
દીલી દરવાજે—અમદાવાદ